# શ્રીકૃષ્ણ-અર્જુન

# ગીતોપદેશ.

[ ગીતા અક્ષયજ્ઞાનની ખાણ છે. ]

લેખક.

લેખક,

મણિશંકર દલપતરામ જોશી બી. એ.

# શ્રીકૃષ્ણ-અર્જુન

# ગીતોપદેશ.

(શ્રીકૃષ્ણ ઇતિહાસ, ષડ્દર્શન સાથે ગીતોપદેશ, કર્મયજ્ઞ અને જીવન્મુક્તિનાં સિદ્ધાંત, પૌર્વાત્ય અને પાશ્ચાત્ય લેખકોની ટીકા સાથે, બી. એ. નાં સંસ્કૃત ઑનર્સના અભ્યાસકોને ખાસ ઉપયોગી લેખ.)

---


લેખક

**મણિશંકર દલપતરામ જોશી** બી. એ.

( સંસ્કૃત ઑનર્સ ) **સાંધીએર**-(સુરત)


ગીતા અક્ષયજ્ઞાનની ખાણ છે—લેખક.


પ્રથમ આવૃત્તિ

સંવત ૧૯૭૭. સને ૧૯૨૧

---

**મળવાનાં ઠેકાણાં.**

સુરત, અમદાવાદ અને મુંબઈના પ્રખ્યાત બુકસેલર્સ,
અગર કર્તા પાસેથી નવી અમરવાડી,
ગિરગામ, મુંબઈ નં. ૪.

---

કિં. ૦-૪-૦.

# અર્પણપત્રિકા.

વિદ્યા, વિનય સહૃદય હૃદય અને આંતરિક વિશુદ્ધતાથી
વિભૂષિત ન્યાયમૂર્તિ શ્રીમાન્ ઓ. સર લલ્લુભાઇ
આશારામ શાહ (M. A. LLB., kt) નાં
પવિત્ર હસ્તકમલમાં આ 'શ્રીકૃષ્ણ-અર્જુન
ગીતોપદેશ' નો નાનકડો લેખ સાહિત્યની
સેવારૂપ અને એઓશ્રીનાં વિદ્યાર્થી
તરફનાં પ્રેમની કદરરૂપ અર્પણ
કરૂં તો, તેઓશ્રી વધાવી
લઇ ઉપકૃત કરશે.

અસ્તુ.

લિ. આપનો સદાનો ઋણી
મણિશંકર.

# પ્રસ્તાવિકા.

વિશ્વવંદ્ય અને ભારતવર્ષનાં આ મહાન્ પુસ્તકને પ્રસ્તાવનાની જરૂર શી ! જે પુસ્તક જ્ઞાનનું અક્ષયપાત્ર છે તે સંબંધી જેટલું લખીએ તેટલું થોડું છે. જેનાં સ્મરણ માત્રથી પાવન થવાય છે, અભ્યાસથી કર્તવ્યદિશા સુઝે છે અને આચરણથી મોક્ષ પમાય છે એવા પુસ્તક સંબંધી જેટલું વિવેચન કરીએ તેટલું ઓછુંજ ગણાય. ગીતાપર પાશ્ચાત્ય તેમજ પૌર્વાત્ય વિદ્વાનોનાં અનેક લેખો લખાયા છે અને લખાયા જાય છે. પણ લો. મા. **ટીળક**નાં ગીતા રહસ્ય પછી કંઇ પણ કહેવાનું રહેતું નથી.

ગીતા બી. એ. નાં ઓનર્સનાં અભ્યાસમાં નિમવામાં આવે છે તો તે માટે અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને ઉપસ્થિત થતાં કેટલાંક પ્રશ્નોનાં નિરાકરણો વિદ્વાનોનાં અભિપ્રાયોને આધારે કરવાં એજ અત્ર પ્રયોજન છે. અર્થાત્ આ લેખ **ગીતાઅભ્યાસ** માર્ગદર્શક છે.

**ગીતા**પર પ્રાશ્ચાત્ય વિદ્વાન જેવા કે: પ્રો. ગાર્બે (Garbe), ડો. બારનેટ (Barnett), પ્રો. મેક્ષમુલર (Prof. Maxmullr) આદિ તથા પૌર્વાત્ય ડો. ભાંડારકર, પંડીત સીતાનાથ તત્ત્વભૂષણ તથા **ટીળક** આદિઓએ ઉલ્લેખો કર્યા છે. અત્રે કયો ઉલ્લેખ તદ્દન ખરો છે તે બતાવવાનું પ્રયોજન નથી; પરંતુ આ સર્વમાં વિસ્તૃત ઉલ્લેખ **ટીળક**ના **ગીતારહસ્ય**નો છે.

ગીતાને કર્મમિમાંસા શાસ્ત્ર બતાવવાનું માન ટીળકને ઘટે છે. એક પક્ષ કહે છે કે એમાં ભક્તિમાર્ગજ દર્શાવાયલો છે તો બીજો કહે કે જ્ઞાનમાર્ગજ

શ્રેયસ્કર છે પરંતુ આ સર્વને અંગભૂત સહાયક કર્મમાર્ગ બન્નેને કબૂલ કર્યા વિના ચાલશેજ નહિ. 'અરે, કર્મ કર્યા વિના તો શરીરયાત્રા પણ સિદ્ધ થશે નહિ' એ કેટલું બધું સ્પષ્ટ ઉલ્લેખ છે કે ભગવાન કૃષ્ણ કર્મજ કરવાનું કહે છે. એ ઉપરાંત ગીતાને અંગે અનેક પ્રશ્નો ચર્ચાયલા છે, જેવાકે વૈષ્ણવ અને ભાગવત ધર્મના મૂળનું ગીતામાં અન્વેષણ (૨) ગીતા અને બાઈબલ (૩) મહાભારતપ્રણેતાનો ગીતાકાણ્ડ દાખલ કરવાનો આશય (૪) ગીતા અને જુદા જુદા સંપ્રદાયો વિગેરે. આ સર્વ પ્રશ્નો બી. એ. ના અભ્યાસકોને ફક્ત માર્ગદર્શક રીતેજ અભ્યાસ સરળ કરવાના ઉદ્દેશથીજ ચર્ચવામાં આવ્યા છે. સંપૂર્ણ હકીકત **'ગીતારહસ્ય'** માં મળી શકશે.

વિશ્વનું મહાન્ પુસ્તક, ઉપદેશનો ખજાનો, મોક્ષધર્મદર્શક અને શ્રીકૃષ્ણનાં અમોઘ દર્શન કરાવનાર ગીતોપનિષદ્ ભારતવર્ષમાં જ્ઞાનની કીંમતી ખાણ છે. વીસમીસદીનાં પ્રગતિનાં જમાનામાં જે સમયે સઘળાં ગ્રંથો ચર્ચાત્મકરીતેજ વાંચવામાં આવે છે તે દૃષ્ટિથી વાંચતાં પણ આ પુસ્તકમાં જ્ઞાનનાં નવાં ઝરણાં સ્ફુરે છે અને વિધવિધ ઉપદેશો લક્ષગોચર થાય છે.

જો આ ન્હાનકડી ગીતોપદેશમાર્ગદર્શિકાપરથી ગીતા પ્રતિનો અનુરાગ વધશે અને એ પુસ્તકનો અભ્યાસ વધતા પ્રમાણમાં થશે તો લેખક કૃતાર્થ થશે. આ લેખ વાંચતાં **શ્રીકૃષ્ણનાં પરમયોગી** પરમાત્મા તરીકે દર્શન થશે અને કર્તવ્યની દિશા લક્ષ્યીભૂત થશે. અસ્તુ !

**મ. દ. જોશી.**



# કર્મયજ્ઞ અને જીવન્મુક્તિ.

**ભા**રતવર્ષનાં વીરોની વીરતા તેમનાં કર્મયજ્ઞમાં સ્ફુરે છે અને તેથીજ તેઓ જીવન્મુક્ત થાય છે. અર્થાત્ દેહી છતાં તેને નથી હોતું દેહનું લેપન કે નથી હોતો તેને મરણભય. સંસારમાં છતાં તે યોગી છે, કારણ કે 'સંસારમાં સરસો રહે મન મારી પાસ' નું તે યથાવત્ પાલન કરે છે અને તેથી તે સંસારી છતાં યોગી બને છે. એટલુંજ નહિ પણ 'ધીર' છે. માટેજ જે વીર રણમાં ધીર હોય તો 'રણધીર' કહેવાય છે. **'आत्मवत् सर्वभुतेषु ।'** નું સૂત્ર તે વીરનર બરાબર આદર્શ-માં મૂકે છે.

પરમાત્મા પરબ્રહ્મને વિચાર થયો કે **'एकोऽहम् बहुना प्रजायेय'** અને સૃષ્ટિ પેદા થઇ. સૃષ્ટિરૂપી **'અશ્વત્થ'** ઉત્પન્ન થયું. એનાં મૂળો ઘણાં ઉંડાં ઉપરનાં છે અને વૃક્ષ ફાલી ફળરૂપ નીચે થએલું છે. અને વિષયરસ આદિ એનાં ફળો છે. અર્થાત્ ભૌક્તિક જીવન તે અશ્વત્થ. તેનાં ઉંડાં મૂળોનું સ્થાન તે બ્રહ્મ અને વિષયરૂપ રસાદિ ફળો તે પ્રકૃતિ–માયા આ માયાનું ઉચ્છેદન તે સત્યજ્ઞાન **'ब्रह्म सत्यम् जगन्मिथ्या ।'** નું જ્ઞાન. સંસારનાં જે સાધુઓ છે તેમને આ જ્ઞાન પ્રત્યક્ષ થાય છે અને તેથીજ તેઓ જીવન્મુક્તિ પદને પામે છે. જીવમુક્તિ દુર્લભ છે પરંતુ જીવન્મુક્તિ મેળવવી તેનાથી એ વિશેષ દુસ્સાધ્ય છે. આ સાધવાનું એકજ સાધન છે અને તે ગીતામાં શ્રીકૃષ્ણે ગાયેલાં 'કર્મયજ્ઞ' છે. કર્મમાં આત્માનું બળિદાન આપવું અથવા નિઃસ્વાર્થ બુદ્ધિથી આપણું કર્તવ્ય બજાવવું એ કંઇ સ્હેલ બાબત નથી. **'नहि आत्मा सुखेन लभ्यः।' आत्मा हि आत्मना पश्येत् ।'** આત્મા વડે આત્માને નિહાળવો અને **सततं कार्यं कर्म समाचर ।** અને હંમેશ તારૂં ઉપસ્થિત કર્મ કર. સ્વાર્થ અને અહંકાર ત્યજી 'રણમાં દેહ ક્ષત્રીય

તજે, મરે ન મરશે વેર'ની પંક્તિનું યથાવલંબન કરવું તે પરમધર્મ. અર્થાત્ રણમાં મરવાનાં પ્રસંગોતો દરેકને વિરલજ હોય છે પરંતુ સંસારરણમાં તો આપણે સર્વેએ ઝૂકાવ્યું છે તો પાછા શા માટ ફરવું અથવા જો શ્રેયસઃ તરફ આપણું પ્રયાણ છે તે કેમ સાધવું નહિ? આવી જે માન્યતા તે કર્મયજ્ઞનો સિદ્ધાંત કર્મ ન કરવાથી તો તારી દેહયાત્રા પણ સિદ્ધ થશે નહિ. માટે 'ઉભો થા અને પરમ તપ આદર' અર્થાત કર્મ કર.

વડનાં ટેટામાં રહેલું ન્હાનું સરીખડું બીજ ગર્ભમાં વૃક્ષ રાખે છે અને તેને યોગ્ય સ્થાન, સિંચનાદિ મળતાં વૃક્ષ બની ફળદ્રૂપ થાય છે તેમ બ્રહ્મનાં ગર્ભમાં વિશ્વ સમાયલું છે અને તેની લીલાવડે સૃષ્ટિ પેદા થાય છે. એ લીલા યોગીજ જાણી શકે છે. અને તેથીજ શ્રીકૃષ્ણ કહે છે કે **मम माया दुरत्यया** ॥ પરંતુ જ્યારે માણસ આ વિશ્વરની પેલીપારનું નર્યું સત્ય જોઈ શકે છે ત્યારે તે જ્ઞાની થાય છે. આ આપણો વેદાન્ત વાદ. પરંતુ આપણાં સંસારી સાધુઓ આ ગડભાંજડ છોડી રહેલો (સાધારણ મનુષ્યને દુર્ઘટ) માર્ગ લે છે તે એ કે **सत्यं वद । धर्मं चर ।** સત્ય બોલ અને ધર્મનું પાલન કર. બોલવું રહેલું પરંતુ વર્તનમાં મુકવું ઘણું મુશ્કેલ. સંસારી સાધુઓ સત્યતા અને સાધુતાનાં દીપો ગ્રહીને, દેહનું બળિદાન આપવું પડે તેની પણ દરકાર કર્યા શિવાય પોતાનાં કર્તવ્યો બજાવે છે. ત્યારે આધ્યાત્મિક સાધુઓ 'પરમાત્મા સાથે એકતા સાધવામાં દેહનું ભાન ભુલી જાય છે' અને પરમાત્મામાં પોતાનું બલિદાન આપે છે. અને 'જીવમુક્તિ' સાધે છે. જ્ઞાની થઇને ઘરમાં બેસી રહે, શરીર સેવા પણ ન બજાવે તો દુનીઆનો વિધ્વંસ થશે એમ ધારી કર્મ ઉત્પન્ન કરવામાં આવ્યું અને 'ભૂખ તૃપાદિ' ઉત્પન્ન થયાં. જો આનો અનાદર કરવામાં આવે તો પીડા થાય, પરંતુ જીવ જતાં વાર લાગે. આવા પ્રકારે સૃષ્ટિલીલા શરૂ થઇ અને કીડીથી કુંજર, મનુષ્ય દેવાદિઓ સર્વે 'કર્મ' કરવામાં પ્રવૃત્ત થયાં.

"કર્મ એટલે શું તે આપણે કહ્યું. પરંતુ કેવું કર્મ કરવું, કયું કર્મ શ્રેયસ્કર કહેવાય વિગેરે બીજા પ્રશ્નો છે. જે કર્મ કરવામાં આપણી અને

બીજાની ઉન્નતિ સધાય તે કર્મ શ્રેયસ્કર કહેવાય. **વસુધૈવ કુટુમ્બકમ્** ગણી પરોપકારઅર્થે કરાયલું કર્મ તે પ્રથમ શ્રેણીનું કર્મ. સ્વાર્થ સાથે પરમાર્થ સાધવા કરેલું કર્મ તે મધ્યમ પંક્તિનું કર્મ છે અને પોતાનાં ઉદ્ધાર–સ્વાર્થ માટેનું કર્મ તે ત્રીજી શ્રેણીનું કર્મ છે. ત્રીજી શ્રેણીનું કર્મ તે સાધારણ મનુષ્યોનું, બીજી શ્રેણીનું તે કર્મ સાધુઓનું અને પ્રથમ તે યોગીઓનું જીવન્મુક્ત છે તેને જીવન ત્યાજ્ય નથી અને મરણ ગ્રાહ્ય નથી. ગૃહ ત્યાજ્ય નથી અને વનવાસ ગ્રાહ્ય નથી: કારણ જીવન, મરણ, ગૃહ, વનવાસ, આદિ સર્વ ગ્રાહ્ય ત્યાજ્ય ગણાતા પદાર્થો જીવન્મુક્તને મન તો ઉત્પન્નજ નથી. તેને તો જે શરીર પ્રાપ્ત થયું છે તેને કલ્પાંત સુધી જીવાડવાનો ધર્મ છે અને એજ ન્યાયે જે જે એને આ સ્વપ્નરૂપ સંસારમાં પ્રાપ્ત થયું છે તે તે એ પ્રાપ્તરૂપ સ્થિતિમાં વર્તે એવી રીતે તેને અનુકૂળ થઇ જવું અને પ્રતિ-કૂળ ન થવું એવો આ જીવન્મુક્તનો ધર્મ છે. હું દુઃખી છું અને જીવવું કષ્ટમય છે વગેરે વિચાર એ જીવનમુક્તને થતા નથી અને તેથી એવા નિમિ-ત્તોને લીધે જીવનપ્રવાહમાંથી બહાર નીકળી જવાનો એને પ્રસંગ રહેતો નથી પણ અહંકારથી રહિત રહી અથવા આ જીવનપ્રવાહ આદિનો કર્તા ઇશ્વર છે અને તેની સૃષ્ટિના ભૂતમાત્ર મ્હારી દૃષ્ટિએ સમાન છે તેમને એ ઇશ્વર મ્હારા જીવનપ્રવાહમાં આણે તો તેને અનુકૂળ એવો મ્હારો એટલે વ્યવહારમાં મ્હારાં કહેવાતાં (સત્યદૃષ્ટિએ તો ઇશ્વરનાંજ) દેહાદિકનો ધર્મ એવું આ જીવનમુક્ત ગણે છે. **પ્રલ્હાદને** થએલ ઉપર પ્રમાણેના બોધમાં મનુષ્યજીવનની આવા પ્રકારની કર્તવ્યતા અને સફલતા કહી છે. એ જીવન જીવનારની દૃષ્ટિમર્યાદામાં જે જે પદાર્થો પડે છે તે તેનાં 'પ્રવાહપતિત' થાય છે તેની ચિત્તવૃત્તિ એટલે કેવળ લાગણી નહિ પણ તેના દૃષ્ટિ સમેત ચિત્તગતિની મર્યાદામાં આવી જાય છે અને એ મર્યાદાના સર્વ વિષયમાં સર્વ ભૂતોમાં આ જીવનમુક્ત આત્મદૃષ્ટિથી જુવે છે એટલે તે સર્વમાં ઇશ્વરની સત્તાને પ્રત્યક્ષ કરે છે. તેને ઇશ્વરની સત્તા જ્યાં જ્યાં આમ પ્રત્યક્ષ થાય છે ત્યાં ત્યાં એ સત્તાની એ પ્રેમથી પૂજા–સેવા–કરે છે. અને એ સાક્ષાત્કારમાં અને સેવામાં આનંદ પામે છે. આ સાક્ષાત્કાર અને આનંદ

તે જીવનની સફળતા. આત્મબોધ એટલે પરમાત્મા બોધ આપવો. ચિત્તોને પ્રવાહ પતિત થયેલા પદાર્થમાત્રમાં આવી રીતે થાય છે. અને તે બોધરૂપ સ્નાન કરી આ જીવન્મુક્તનું શુદ્ધ ચિત્ત રહ્યાં કરે છે અને અહંતાદિ વિકાશેથી અશુદ્ધ થવા પામતું નથી. " (લીલાવતી જીવનકળા.)

બીજી શ્રેણીનું કર્મ કરવાવાળાં તે આપણાં સંસારી સાધુઓ હોય છે. આવા વિરલ સાધુઓનો પ્રસંગ તે આનંદનો વિરલ પ્રસંગ! **सतां सङ्गिः सङ्गो हि पुण्येन भवति ॥**

'રાજપૂતોનાં કેસરીયાં' મરાઠાઓનાં 'યા હોમ' મુસલમાન ભાઇઓનાં 'અલ્લાહુ અકબર,' **वंदेमातरम्** આદિ ગૌરવયુક્ત વિજયનાદો શું સુચવે છે? ફક્ત એટલું કે જીંદગીની આવી કીંમતી ક્ષણો કૃતકૃત્યતા ભરેલી હોય છે. 'પ્રજા પ્રગતિ અને દેશોદ્ધાર' નાં શાંતિનાદનો એ એક આનંદ સંદેશ છે. અઢાર અક્ષૌહિણી કૌરવ સેનાની સ્હામે ઝુઝવા જતાં પાંડવોએ 'કુંતા' માતા પાસે રજા માગી ત્યારે તે દેવી ક્ષત્રિયાણી ઉચ્ચારી કે 'પાછા ફરી મને અભાગિણી માતા ન બનાવશો.' કેવું ગૌરવયુક્ત વેણુ! તેમજ વનવાસમાં જ્યારે અર્જુને દૈવી શસ્ત્રવિદ્યા શિખવા જવા માટે દ્રૌપદી પાસે રજા માગી ત્યારે તે ક્ષત્રિયાણી ઉચ્ચારી હતી કે 'એ વિદ્યા સાધી આવીને તું મને જેટલો વહાલો લાગશે અને ત્યારે તને હું જે હર્ષથી વધાવીશ તે પ્રસંગ તારાં સઘળાં પ્રયત્નો, સઘળો શ્રમ વિસરાવશે અને તને આનંદાબ્ધિમાં રસબોળ કરી દઇ નવડાવશે.' આવી પ્રાચીન કુલાંગનાઓ હતી. અને આ પ્રમાણે 'વીરોની વિદાય માટે ફુલડાં કટોરી ગુંથતી.' તેમજ યુદ્ધમાં વિદાય થતાં પહેલાં 'પુષ્પમાળા' પહેરાવવાનો અર્થ પણ એ જય-સૂચનાનો છે. અને આવાં કૃત્યોથી માનવી દેહ કૃતકૃત્ય થાય છે એ એની ગંભીર સૂચના છે. આવાં કૃત્યોથી રણદુંદુભી સાથે દેવદુંદુભી વાગે છે. અને વીરોમાં નવો ઉત્સાહ, નવું રક્ત વહે છે. પ્રિય વાંચક, આવી કીંમતી ક્ષણ તને એકાદ મળી છે? જો ન મળી હોય તો ઉભો રહે, સહન કર કંટાળીશ નહિ. સહન કરવામાં પણ ડહાપણ છે અને આત્માની કસોટી

છે. એ કસોટીનાં શાણુપરથી ઉતરતાં તારી નવી કીંમત અંકાશે અને તું વધારે પ્રકાશમાં આવીશ. જો તું સાક્ષર હશે તો પણ તારે રહેવું તો પડશેજ. પરંતુ આવી નિરાશાથી વિરમીશ નહિ. જો તને લક્ષ્મીની નિરાશા હશે તો પણ ભાગ્યવશાત્ મળશે. પરંતુ ' આગળ અને પાછળ વિચાર કર અને જે વસ્તુ તારી પાસે નથી તેને માટે શોક ન કર.

આવું અગમ્ય તારતમ્ય આપણાં વીરોએ નિહાળેલું, અનુભવેલું અને ચારિત્ર્યપ્રભાથી ઉજાળેલું. તેમનાં ચારિત્ર્યો કાળપટપર હજીએ સુનેરી અક્ષરોથી અંકાઈ ઝળહળે છે! ભલે કાળની ગતિ એમનાં સ્મરણ સૂચક સ્થંભો (Memorials) નો નાશ કરી શકે પરંતુ તેઓ સ્મરણ મંદીરીયે ચીરસ્થાયી રહેશે અને પછી તો

" સ્મરણ મંદીરે મધુરતા કરી. "

॥ इति शुभम् ॥






अने

# गितोपदेश.



( દેવાંશી વીર. )

---

" That great mystery of time, were there no other; the illimitable silent, never resting thing called Time, rolling, rushing on, swift, silent, like an all-embracing ocean-tide, on which we and all the Universe swim like Exhalations, like apparitions which are, and then are not: this is forever very literally a miracle; a thing to strike us Dnmb,—for we have no word to speak about it. This Universe, ah me-what could the wild man know of it; what can we yet know ? That is a Force, and thousand fold complexity of Forces; a Force which is not we. That is all; it is not we, it is altogether different from us. Force, Force, everywhere Force; we ourselves a mysterous Force in the centre of that. ' There is not a

leaf rotting on the highway but has Force in it: how else could it rot? Nay surely, to the Atheistic Thinker, if such a one were possible, it must be a miracle too this huge illimitable whirlwind of Force, which envelops us here; never-resting whirlwind, high as Immensity, old as Eternity. What is it? God's creation, the religious people answer; it is the Almighty god! Atheistic science babbles poorly of it, with scientic nomenclatures, experiments and what not, as if it were a poor dead thing, to be bottled-up in Leyden jars and sold over counters but the natural sence of man, in all times, if he will honestly apply his sense, proclaims it to be living thing, at an unspeakable, godlike thing; towards which the best attitude for us, after never so much science, is awe, devout prostration and humility of soul; worship if not in words, then in silence."

Carlyle. 'Heroes and Heroworship.'



ભારતવર્ષનાં પરમયોગી શ્રીકૃષ્ણનું દર્શનભગવદ્ગીતામાં એક તત્ત્વજ્ઞ, કર્મોપદેષ્ટા અને દેવાંશી વીર તરીકે થાય છે. એઓ 'અચ્યુત' 'હૃષીકેશ,' 'કેશવ,' 'કૃષ્ણ,' 'ગોવિન્દ,' 'સખા,' 'માધવ,' 'જનાર્દન,' 'ગુડાકેશ,' 'વાર્ષ્ણેય,' 'મધુસૂદન' ઇત્યાદિ નામોથી સંબોધાયા છે. મહાભારતની કથાનાં પ્રમુખ નાયક અને ગીતામૃતકુંપાનાં અમીરસ રેલવનાર શ્રીકૃષ્ણનાં પુનિત પગલાંથી ભારતવર્ષ પાવન થયેલો છે. એક નાયક

તરીકે, અર્જુન સખા તરીકે, અને છેવટે એક મહાન્ પરમયોગી તરીકેનો એમનો વારસો यावच्चंद्रदिवाकरौ અવિચ્છિન્ન રહેશે. ભગવદ્ગીતાનો અમૂલ્ય ખજાનો આપણને હંમેશ એમનું પવિત્ર નામ ઉચ્ચારાવે છે. એવો કયો આર્ય છે કે એમનાં પવિત્ર નામનાં ઉચ્ચારથી એનામાં નવું રક્ત ન વહે! આનંદાબ્ધિમાં ન ઝબૂકે!

કૃષ્ણકથા ઋગ્વેદમાં પણ દૃષ્ટિગોચર થાય છે. એમાં આપણને કૃષ્ણનાં બે નામ મળી આવે છે. એક અંગીરસ કુટુંબના ઋષિ તરીકેનું—જેણે ૮ માં મંડળનું ૮૬ મું સુક્ત રચ્યું હતું અને બીજું નામ ૮ માં મંડળનાં ૯૬ માં સુક્તનાં ૧૩–૧૫ સંગીતોમાં એક સરદાર તરીકેનું, ૧૦૦૦ યોદ્ધા સાથે તૈયાર થઇ, અંશુમતી નદીનાં કિનારાપર ઈંદ્ર સાથે યુદ્ધ કરવા બહાર પડેલાનું છે. આ બન્ને, વાર્તામાં ઉતરી આવેલાં નામો છે. છાંદોગ્યમાં કૃષ્ણ નામ સાંપડે છે. શતપથ બ્રાહ્મણમાં વિષ્ણુની કથા છે અને પાછળથી એ કૃષ્ણ તરીકે ગણાયલા છે. છાંદોગ્યમાં કૃષ્ણ, ઘોર અંગીરસનાં પુત્ર તરીકે જણાવેલાં છે. બુદ્ધનાં સાહિત્ય સુધી આવતાં, કૃષ્ણનું નામ અનાર્યવીર તરીકે જડે છે બૌદ્ધગ્રંથ સુત્ત પિતક (Sutta Pitaka) માં એમને અસુર તરીકે વર્ણવેલાં છે. ઈ. સ. પૂર્વે ૩૦૦ વર્ષપર ચંદ્રગુપ્તનાં દરબારમાં પાટલીપુત્રમાં જ્યારે મેઘેસ્થનીસ એલચી હતો ત્યારે એનું વર્ણન છે કે 'Herocles was worshipped in Mathura and kleitsobora (Krishnapura.)"

મહાભારતનાં પ્રણવ નાયક અને અર્જુનનાં પરમ સખા કૃષ્ણનો ઇતિહાસ વિશ્વવિદિત છે કૃષ્ણ વૃષ્ણિકુલોત્પન્ન વસુદેવ અને દેવકીનાં પુત્ર હતા અને નંદ યશોદાને ઘેર ઉછર્યા હતા. ગોકુળ મથુરા અને વૃંદાવનની ભૂમિ એમને પરમ પ્રિય હતી અને મુરલીનાં જાદુઈ સંગીતથી ગોપીકાનાં (ભકતનાં) ચિત્ત હરણ કર્યાં હતાં. રાસ એમનો અપૂર્વ વિલાસ હતો. એમનો મુરલીનો નાદ સાંભળવાને યમુનાજીનાં નીરો સ્થંભતા, મયૂરો નૃત્ય કરતાં અને સ્વર્ગીય લીલા ઝામતી!

મહાભારતનાં ગીતોપનિષદ્માં કૃષ્ણ એક પરમયોગી તરીકે પ્રત્યક્ષ થાય છે. અગીઆરમાં અધ્યાયમાં અર્જુનને એમનું વિરાટ દર્શન થાય છે. ગીતામાં કૃષ્ણની ભૂમિકા બહુ ઉંચી છે. વૃંદાવનનાં કૃષ્ણમાં બાળલીલા-રાસલીલા, તો ગીતામાં વર્ણવેલાં કૃષ્ણમાં યોગલીલા-વિશ્વલીલા દૃષ્ટિગોચર થાય છે. ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ અંશાવતારી લેખાય છે. कौशितकी માં ઇંદ્ર અને પ્રદ્યુમ્નનો સંવાદ છે કે:—

'..............स होवाच प्राणोऽस्मि प्रज्ञात्मा तं ममायुरमृतमित्युपास्व आयुःप्राणः । प्राणो वा आयुः । प्राणः एवामृतम् ।' આમાં ગીતાનો સિદ્ધાંત (The Doctrine of the Logos) પ્રતીત થાય છે. પ્રબુદ્ધ થયલાં માણસમાં ઇશ્વર સાક્ષાત્કાર થાય છે અને એ સ્હમજે છે કે ઇશ્વર અને પોતે એકજ છે અને તેથી તે પોતાને વિષે ઇશ્વર તરીકે બોલે છે. આજ પ્રમાણે ગીતામાં શ્રીકૃષ્ણનું પોતાનાં વિષેનું સંબોધન છે.

ચોથા અધ્યાયમાં અર્જુન શ્રીકૃષ્ણનાં દૈવી જન્મ વિષે શંકાશીલ બને છે અને પ્રશ્ન કરે છે કે:

अपरं भवतो जन्म परं जन्म विवस्वतः ।
कथमेतद्विजानीयां त्वमादौ प्रोक्तवानिति ॥

શ્રીકૃષ્ણ આ પ્રશ્નનું નિરાકરણ કરતાં કહે છે કે—

अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन् ।
प्रकृतिं स्वामधिष्ठाय सम्भवाम्यात्ममायया ॥

(ટીका—आत्ममायया आत्मनः मायया, न परमार्थतः लोकवत् (शं) ઇશ્વરી સત્તા એવી છે કે જે અશક્ય ભાષે છે તે શક્ય થાય છે.)

ઉપરનાં શ્લોક ઉપરથી જણાય છે કે તે સાધારણ અર્થમાં જન્મતા નથી, તે પોતાનાં આજુબાજુનાં વાતાવરણોથી બંધાતાં નથી પરંતુ તે પ્રકૃતિથા ઉંચી કોટીનાં છે.

વળી આત્માને આત્માથી નિહાળવાનું અને આત્મામાં મશગુલ થવાનું આપણને સદ્બોધવામાં આવ્યું છે. જુઓ—

यत्रोपरमते चित्तं निरुद्धं योगसेवया ।
यत्र चैवात्मनाऽऽत्मानं पश्यन्नात्मनि तुष्यति ॥

અને ૬-૨૦

आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ।
सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥ ૬-૩૨

તેમજ પરા અને અપરા પ્રકૃતિનું વર્ણન ૭ માં અધ્યાયમાં ૪-૫ શ્લોકોમાં છે. ૧૦ માં અધ્યાયમાં:—

विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत् । ४२

( હું મારા એક અંશથી આ બધું જગત્ વીંટીને ( વ્યાપીને) રહ્યો છું ).

વ્યકિત તરીકે એ સહસ્ત્રો બલ્કે કોટી વસ્તુઓમાં જેમાં દેવી ચૈતન્ય રહેલું છે તેમાંનાં તે એક છે. જુઓ—દશમાં અધ્યાયનાં ૨૦ થી ૪૨ શ્લોકો. અને પોતે વૃષ્ણીકુલનાં વાસુદેવ અને પાણ્ડવોમાંના ધનંજય રૂપ થઈ જાય છે. (૧૦—૩૭).

ઉપનિષદ્નાં ઋષિઓની માફક કર્ત્તા આપણને ઈશ્વરને આપણામાંજ શોધવાનું કહે છે અને જ્યારે આપણને તે ત્યાં સાક્ષાત્કાર થાય ત્યારે બહાર શોધવાનું કહે છે.

તેમજ શ્રીકૃષ્ણ કર્મનાયક બની અર્જુનને કર્મવીર બનાવવા વારંવાર સદ્બોધે છે કેઃ—

तस्माद्युध्यस्व भारत । ( २–१८)
तस्मादुत्तिष्ठ कौंतेय युद्धाय कृतनिश्चयः । २–३७–४७
तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर । ३–१९
कुरु कर्मैव तस्मात्त्वम् । ४–१५
मामनुसर युध्य च । ८–३७

આ પ્રમાણે પરમયોગી શ્રીકૃષ્ણ, કુરૂક્ષેત્રનાં ધર્મક્ષેત્રમાં સગા વહાલાંઓને સ્હામે લઢવા આવેલાં જોઇ દિંગમૂઢ થયલા—વ્યામોહ પામેલાં અર્જુનનો વિષાદ ટાળવા માટે ગીતામૃતનું સીંચન કરે છે.

હવે આપણે વિશ્વગીય ગીતાનું સંક્ષિપ્ત અવલોકન કરીશું અને શ્રીકૃષ્ણ સ્થળે સ્થળે કેવોમાં ઉપદેશ કરે છે તે નિહાળીશું અને આ સર્વ ઉપદેશમાંથી કયો ઉપદેશ ગીતાનો સિદ્ધાંત છે તે જોઈશું.

ગીતાનો પ્રથમ અધ્યાય ઉપદેશની ભૂમિકા છે. બીજા અધ્યાયમાં ૧૧–૫૩ શ્લોકમાં શ્રીકૃષ્ણ ઉપદેશ તરીકે સંબોધે છે અને ૫૬–૭૨ શ્લોકોમાં स्थितप्रज्ञः સ્હમજાવે છે. ત્રીજા અધ્યાયમાં જ્ઞાનયોગ અતે કર્મયોગ અને તેનાં પ્રથક્ પ્રથક્ લક્ષણો સમજાવાયલાં છે. વળી ત્રીસમાં શ્લોકમાંઃ—

मयि सर्वाणि कर्माणि संन्यस्याऽध्यात्मचेतसा ।
निराशीर्निर्ममो भूत्वा युध्यस्व विगतज्वरः ३–३०

मयि सर्वाणि......संन्यस्य અવતારી અંશ તરીકે શ્રીકૃષ્ણને પ્રગટ કરે છે તેમજ ચોથા અધ્યાયનાં ૫–૧૪ શ્લોકોમાં પણ આજ સત્ય લક્ષ્યીગોચર થાય છે. વળી ચોથા અધ્યાયમાં ગીતાનો મહાન્ પ્રશ્ન કર્મયોગ—કર્મમીમાંસાશાસ્ત્ર ૧૭–૨૩ શ્લોકોમાં ચર્ચાય છે અને ૨૪–૩૧ શ્લોકોમાં જ્ઞાનયોગનું કથન છે.

પાંચમાં અધ્યાયમાં પણ કર્મયોગની સમજુતી ચાલુ છે.

છઠ્ઠા અધ્યાયમાં 'યોગી'નાં લક્ષણો ગણાવાય છે અને સાતમાં અધ્યાયમાં સાંખ્યદર્શન થાય છે.

જુઓઃ—ભગવાન્ કહે છે કેઃ

मत्तः परतरं नान्यत्किञ्चिदस्ति धनञ्जय ।
मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥ ७–७

અને ૧૦–૩૦ શ્લોકોમાં પોતે અવતારી પુરૂષ તરીકે સંબોધે છે. આઠમાં અધ્યાયમાં યોગશાસ્ત્રનું પ્રતિપાદન છે. નવમાં અધ્યાયમાં ભૂતમહેશ્વર દૈવીપ્રકૃતિ વાળા છે. દશમાં અધ્યાયમાં लोकमहेश्वर રૂપે છે અને વેદાંત વચન एकरयां बहुनो प्रजायेय । સ્હમજાવે છે. વળી પોતે शाश्वतः पुरुषः છે. તેમજ पुरुषोत्तमः શબ્દનો પ્રયોગ કરેલો છે. ૩૮–૪૨ શ્લોકોમાં વિભૂતિ સ્હમજાવેલી છે. અગીઆરમાં અધ્યાયમાં ઇશ્વર સ્વરૂપ દર્શન થાય (૧૦–૩૪) અને અર્જુન કહે છે કેઃ—

त्वमक्षरं सदसत्तत्परं यत् ॥ ३७ ॥

અને શ્રી કૃષ્ણ जगतः पिता છે.

બારમાં અધ્યાયમાં શ્રીકૃષ્ણ परमेश्वर તરીકે પ્રગટ થાય છે જુઓ (૨–૭–૮–૯–૧૦–૧૪–૧૫–૧૭–૨૦ શ્લોકો). તેરમાં અધ્યાયમાં क्षेत्रक्षेत्रज्ञविभाग અને न सत् અને न असत् લક્ષણો સમજાવેલાં છે. ચૌદમાં અધ્યાયમાં गुणत्रयविभाग અને તેનાથી પ્રવર્તમાન લીલા વિસ્તારાયલી છે. પંદરમાં અધ્યાયમાં पुरुषोत्तमयोगः નું કથન છે. અને श्रद्धात्रयविभाग નું સ્ફુટીકરણ છે. અઢારમાં અધ્યાયનાં છઠ્ઠા શ્લોકમાં અર્જુનને કહે છે કે 'આ કર્મ તું સંગ અને ફળની આસક્તિ વિના કર' તેમજ ૨૦ માં શ્લોકમાં કહે છે કેઃ—

सर्वभूतेषु येनैकं भावमव्ययमीक्षते ।
अविभक्तं विभक्तेषु तज्ज्ञानं विद्धि सात्त्विकम् ॥

સર્વમાં મારૂં એકજ ચૈતન્ય વ્યાપ્ત રહેલું છે. ૫૬ માં શ્લોકમાં કથન છે કે 'મારે શરણ રહીને હંમેશ સર્વ કર્મ કરનારો મારા પ્રસાદથી 'शाश्वतं पदम्' સંપાદન કરે છે. ૬૧ માં શ્લોકમાં ઇશ્વરી માયાનું કથન છે અને ૬૫–૬૬ શ્લોકમાં શ્રીકૃષ્ણ અર્જુનને અભય વચન આપે છે કે 'બધા ધર્મ છોડીને તું મારે શરણે આવ હું તને બધા પાપથી મુક્ત કરીશ. તું શોક કરીશ નહિ.' આ સર્વ ઉપદેશથી અર્જુનમાં ફરીથી વીર્યનો ઝરો વહે છે. ક્ષત્રી

પણું પ્રગટ થાય છે. કાયરપણું ધ્વસ્ત થાય છે અને છોડી દીધેલાં ધનુષ્બાણુ તે ગ્રહણ કરે છે. અર્થાત્ જ્ઞાનરૂપી દૈવી ચક્ષુ ઉઘડતાં એ કર્તવ્યશૂર બને છે અને ઉચ્ચારે છે કેઃ—

नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाऽच्युत ।

છેવટે વ્યાસ 'શ્રી કૃષ્ણ' અને અર્જુનનાં પવિત્ર નામનાં ઉચ્ચારથી ગીતોપનિષદ્ સમાપ્ત થાય છે. વ્યાસજી અભય વચન આપે છે કેઃ

यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः ।
तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥

આ પ્રમાણે ગીતોપદેશ વિધવિધ પ્રકારે ચર્ચાયલો છે. પરંતુ મહાભારતમાં 'ગીતાકાણ્ડ' દાખલ કરવાનો વ્યાસનો અંતિમ હેતુ સ્હમજવો આવશ્યક છે. અને એ સ્હમજવા માટે સ્થળ સમય જાણવું ઉચિત છે.

સર્વ કોઈ જાણે છે કે ઈ. સ. ૫૦૦૦ વર્ષ પૂર્વે ધર્મક્ષેત્ર કુરૂક્ષેત્રમાં પાણ્ડવ કૌરવ વચ્ચેનું યુદ્ધ થએલું. તેમાં અર્જુનને-વિષાદ્ ટાળવા માટે શ્રીકૃષ્ણે ગીતાનું પાન કરાવેલું. અર્જુન જે પ્રસંગ માટે આતુર હતો, જેણે દૂશ્મનોનું વેર લેવાને અથાક પ્રયાત્નો-નિરંતર તપ કરી, પાશુપતાદિક દૈવી શસ્ત્રો સંપાદન કર્યાં હતાં તેનો જ્યારે સમય આવ્યો, બંન્ને લશ્કરો કુરૂક્ષેત્રપર સ્હામસ્હામે લઢવા ઉભા રહ્યા ત્યારે પોતાને શ્રેષ્ઠ માનતો ગર્વિષ્ઠ યોદ્ધો અર્જુન, શ્રીકૃષ્ણને કહેવા લાગ્યો કે 'હે અચ્યુત, તું મારો રથ સેનાની વચમાં સ્થાપન કર!' શ્રીકૃષ્ણ વિશ્વપિતા પોતે સારથી હતા. પરંતુ અર્જુનનાં આ પ્રશ્નથી હદ બ્હાર જતો એનો ગર્વ જણાય આવતો હતો. શ્રીકૃષ્ણે અનુપમ યોગ કર્યો, અને અર્જુનનો રથ તેનાં હુકમ પ્રમાણે લઈ ગયા. પરંતુ શ્રીકૃષ્ણની અનુપમ લીલાથી અર્જુનમાં વિષાદ્ જન્મ્યો. એ શૂરાતની મટી કાયર થઈ ગયો. સગા સંબંધીનો સ્નેહ યુદ્ધ ભૂમિપર સબળ થયો અને ગદ્ ગદ્ કંઠે એ કહેવા લાગ્યો કેઃ

सीदन्ति मम गात्राणि मुखं च परिशुष्यति ।
वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते ॥

એટલુંજ નહિ પરંતુ હે કેશવ ગાણ્ડીવ પણ મારા હસ્તમાંથી ( હું કાયર થઈ ગયો છું એમ જાણી ) પડી જાય છે અને મારૂં મન ભ્રમિત થઇ જાય છે. અર્જુનનું શાતન ક્યાં! અને તેની આ દશા શી!! યુદ્ધિભૂમિનો પ્રસંગ શો! અને અર્જુનનું આ રૂદન શું!! એનો ગર્વ એકદમ ઉતરી ગયો. શ્રીકૃષ્ણે આ સર્વ જોયું અને ગીતોપદેશદ્વારા એને પુનર્જાગૃત કર્યો. મહાન્ પુરૂષની આવી દશામાં વિશ્વોદ્ધારનો અમૃતરસપૂર્ણ પાઠ સુઝયો અને આખા વિશ્વને લાભ થયો. આ પ્રમાણે ગીતાપદેશનાં સ્થળ સમય બરાબર ઉચિત કલ્પેલાં છે.

હવે આપણે બીજા પ્રશ્નપર આવીશું તે એકે ગીતા કયા મુખ્ય ઉપદેશપર રચાયલી છે અથવા ગીતાનું મુખ્ય કેંદ્ર શું છે? આ પ્રશ્નપર વિધવિધ પ્રકારની ચર્ચા થયલી છે. લોકમાન્ય ટીળક પોતાનાં અપ્રતિમ ગ્રંથ ‘ ગીતા રહસ્ય ’માં પ્રતિપાદન કરી પૂરવાર કરે છે કે ગીતા કર્મયોગ શાસ્ત્ર છે અને કર્મ એ ગીતાનો મુખ્ય ઉપદેશ છે. શાસ્ત્રીયપક્ષ કહે છે કે ગીતામાં ભક્તિયોગ પ્રધાન છે તો ઇતર પક્ષ માને છે કે જ્ઞાનયોગજ સર્વથા શ્રેયસ્કર છે. એ ગમે તે હો તો પણ સ્થળસમય જોતાં પ્રથમ અભિપ્રાય સર્વોત્કૃષ્ટ જણાશે અને આનાં સબળ પૂરાવા એમનાં ગ્રંથમાં અપાયલાં છે. ગીતાનું આખું કેંદ્ર

अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत ।
अव्यक्तनिधान्येव तत्र का परिदेवना ॥ २–२८

सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ ।
ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि ॥ २-३८

આ શ્લોકોનાં સારાંશપર રચાયલું છે. આંગ્લ કવિ શેક્સપીઅર પણ કથે છે કે :-

"We are such stuff
As dreams are made of
And our little life isrounded with a sleep."

અને જ્યારે સુખ અને દુઃખ સરખાં ગણાય, લાભ અને અલાભ એકજ લેખાય ત્યારે પાપવૃત્તિ રહીજ કયાં? અને એવું કાર્ય બજાવતા પાછા હઠવું શું? સ્વાર્થ વગરનું અહંકાર ત્યજી કર્મ કરવું એજ નિષ્કામ કર્મ અને એજ કર્મ સર્વથા શ્રેયસ્કર છે. ગીતા સર્વ ગ્રંથોનું દોહન કરે છે. સાંખ્યથી શારિરીક શાસ્ત્ર સમજાવે છે અને યોગથી ચિતવૃત્તિ સ્થિર કરે છે. જ્ઞાનથી સિદ્ધિ મેળવવા અને કર્મથી જીવન્મુક્ત થવા કથે છે. આ પ્રમાણે કર્મવિપાક અને આત્મસ્વાતંત્ર્યનાં સિદ્ધાંતો ગીતામાં લક્ષ્યીગોચર થાય છે.

શાસ્ત્રીયપક્ષ કહે છે કે ગીતામાં જ્ઞાનમાર્ગ શ્રેષ્ઠ વર્ણવેલો છે. ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते ऽर्जुन । અને સર્વ શાસ્ત્રોનાં વચનો પણ આવાજ છે. कर्मणा बध्यते जंतुः विद्यया च प्रमुच्यते । ज्ञात्वा देवं मुच्यते सर्वपाशैः । क्षीयंते चास्य कर्माणि तस्मिन्दष्टे परावरे । विद्ययामृतमश्नुते । तमेव विदित्वाऽति मृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाय ॥ વિગેરે અનેક વચનો જ્ઞાનને શ્રેષ્ઠ ગણે છે. તો પણ સંપૂર્ણ જ્ઞાન થયા પછી સંસારી સાધુને કર્મ તો કરવાનું બાકી રહે છે. અને કર્મ વગર તો શરીર યાત્રા પણ સિદ્ધ થઈ શકતી નથી તો ફરજ બજાવવામાં વ્યામોહ શો એજ અર્જુન પ્રતિ શ્રીકૃષ્ણનો ઉપદેશ છે. મહાભારતમાં પણ કહેલું છે કે ' ज्ञानेन कुरुते यत्नं यत्नेन प्राप्यते महत् । જ્ઞાન એટલે માનસિક અવસ્થારૂપી જ્ઞાન પ્રાપ્ત થયા પછી મનુષ્ય યત્ન કરે છે અને યત્નદ્વારાજ તેને આખરે મહત્ત્વ (પરમેશ્વર) પ્રાપ્ત થાય છે. એ પ્રમાણે જનકે સુલભાને કહેલું છે (શાં-૩૨૦, ૩૦) નિષ્કામ કર્મયોગનો મુખ્ય માર્ગ ગીતામાં કહ્યા પછી તેની સિદ્ધિને માટે યોગ શીખવાડેલો છે અને પરમેશ્વરનું આ જ્ઞાન, કર્મયોગ આચરતાં આચરતાંજ અધ્યાત્મ

વિચારથી અથવા તેથીપણુ સુલભ એવા ભકિતમાર્ગથી કેવી રીતે થાય છે તે કહેવામાં આવેલુ છે. આ પ્રમાણે ગીતા વિધવિધ જ્ઞાનનો ભંડાર અને સર્વ શાસ્રનું દોહન છે.

सर्वोपनिषदो गावो दोग्धा गोपालनन्दनः ।
पार्थो वत्सः सुधी र्भोक्ता दुग्धं गीतामृतं महत् ॥

આવો ગીતાનો અપ્રતિમ ગ્રંથ છે. હવે આપણે શ્રીકૃષ્ણે સમજાવેલા જુદા જુદા શાસ્રોનાં નિરીક્ષણ કરીશું.

## १. भगवद्गीता अने योगशास्र.

ગીતા એક યોગ શાસ્ર છે. योगः कर्मसु कौशलम् । યોગમાં કર્મનો સવાલ, કર્મની પ્રકૃતિ, કર્મનુ બન્ધન અને કર્મની મુકિત વિગેરે પ્રશ્નોનો સમાવેશ થાય છે. યોગ એટલે नेष्कर्म એ હિંદુ મત છે અને ગીતા કથે છે કેઃ—

अनाश्रितः कर्म फलं कार्यं कर्म करोति यः ।
स सन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः ॥ ६–१

"Right activity is co-operation with Ishvara, with the Logos of the Universe; that is the highest path and to that all training, all effort, inevitably must tend—co-operation with the Divine Will, acting in harmony with the will that works most wisely for the supreme God."

કૃષ્ણ વારંવાર ઉપદેશે છે કે 'હે અર્જુન તું યુદ્ધ કર' અને શીખવે છે કે ખરૂં કર્મ દરેકે કરવુંજ જોઈએ. યોગ એટલે કર્મમાં નિપુણતા. અને કર્મ અકર્મ કરતાં શ્રેયસ્કર છે. કર્મનો સ્વભાવ બન્ધન યુકત થવાનો છે. પરંતુ બ્રહ્માર્પણ કરેલુ કર્મ બંધનયુક્ત થતું નથી. એક પરમેશ્વરનાં દર્શનમાં સર્વ સ્વરૂપ જોવાં એ યોગ છે અને આને आत्मयोग કહ્યો છે.

इहैकस्थं जगत्कृत्स्नं तश्याद्य सचराचरम् ।
मम देहे गुडाकेश यच्चान्यद्द्रष्टुमिच्छसि ॥

અને એ આત્મયોગ દીવ્ય ચક્ષુ ખોલવાથી સધાય છે.

न तु मां शक्यसे द्रष्टुमनेनैव स्वचक्षुषा ।
दीव्यं ददामि ते चक्षु पश्य मे योगमैश्वरम् ॥

યોગી તે જ કે જે સુખ દુઃખ સરખા ગણે, આત્મસંતુષ્ટ રહે. તે કર્મથી મુક્ત છે, સર્વને સમાન ગણે છે અને આત્મામાં વિભુનું પ્રતિબિંબ પાડી શકે છે. તે યોગી, જ્ઞાની, ભક્ત અને કર્ત્તાથી પણ ચ્હડતો છે.

सत्, चित् અને आनन्द–ब्रह्म છે અને પ્રજ્ઞામાં ज्ञान, क्रिया અને इच्छा નો સમાવેશ થાય છે. सत्व रजस् અને तमस् એ ત્રણ ગુણો છે.

યજ્ઞ માટે કરેલું કર્મ બન્ધનવાળું થતું નથી. यज्ञार्थात् कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबन्धनः । કર્મનાં બે માર્ગો છે. प्रवृत्तिमार्ग અને निवृत्तिमार्ग. प्रवृत्तिमार्ग નાં પ્રકાર નીચે પ્રમાણે છે.—






ગીતામાં યોગશાસ્ત્રમાં ગણાવેલી વિભૂતિ સ્વીકારતી નથી. ગીતામાં વિભૂતિ દસમાં અધ્યાયનાં વર્ણન પ્રમાણે પરમેશ્વરનાં સ્વરૂપો (Manifestations of God) છે. યોગશાસ્ત્ર પ્રમાણે યોગ એટલે પરમેશ્વર સાથેની એકતા છે અને ગીતા પ્રમાણે प्रकृति અને તેની લીલાથી અસમાનતા ઉદ્ભવે છે. આ બધા ભેદોમાં એક સત્ય વસેલું છે. પતંજલી યોગ એટલે चित्तनिरोधः કહી વર્ણવે છે. એટલુંજ નહિ પરંતુ એમાં धारणा અને ध्यान નો પણ સમાવેશ થાય છે. પતંજલીનાં મત પ્રમાણે પ્રકૃતિમાંથી ચિત્ત ખેંચી લેવું અર્થાત્ व्यतिरेक માર્ગ સ્વીકારયલો છે. ગીતામાં આ પ્રથમ માર્ગ છે અને अन्वय માર્ગથી તે સધાય છે.

कथोपनिषद માં યમ, નચિકેતાને સાંખ્ય અને યોગ શીખવે છે અને ત્યાં યોગનો અર્થ કર્તા કર્મનો વિવેક અને એક પરમાત્મા-પર ચિત્તની એકાગ્રતા સાધવાનો છે. श्वेताश्वेतर् उपनिषद् માં પતંજ-લીનોજ યોગ કથેલો છે.

ગીતામાં યોગનાં બે માર્ગ વર્ણવાયલાં છે. એક ભક્તિમાર્ગ અને બીજો પ્રવૃત્તિમય યોગ. પ્રથમ માર્ગ બ્રહ્મની એકતા છે. બીજા પ્રમાણે પ્રભુની માફક વર્તવું અર્થાત્ निष्काम कर्म કરવું અને તેથી કૃષ્ણને योगेश्वर નામથી સંબોધવામાં આવ્યા છે.

योगस्थः कुरु कर्माणि संगं त्यक्त्वा धनंजय ।
सिद्धासिद्धयोः समो भूत्वा समत्वं योग उच्यते ॥

શ્રીકૃષ્ણ આ બે માર્ગો કથે છેઃ

लोकेऽस्मिन् द्विविधा निष्ठा पुरा प्रोक्ता मयानघ ।
ज्ञानयोगेन सांख्यानां कर्मयोगेन योगीनाम् ॥

ત્રીજા, ચોથા અને પાંચમાં અધ્યાયમાં यम, અને नियम, આગ્રહ પૂર્વક શીખવાડવામાં આવ્યા છે અને ૧૪-૧૫ અને ૧૮ અધ્યા-

યોમાં તેનું ઉપલક સંબોધન છે. प्राणायम પર વધુ ધ્યાન આપવામાં આવ્યું નથી પરંતુ સાધારણ વિવેચન છે. જુદા જુદા પ્રકારનાં યજ્ઞો ગણાવતાં શ્રીકૃષ્ણ ચોથા અધ્યાયમાં કથે છે કે:

अपाने जुह्वति प्राणं प्राणेऽपानं तथापरे ।

प्राणापानगती रुद्ध्वा प्राणायामपरायणाः ॥

અને છઠ્ઠા અધ્યાયમાં प्रत्याहार, धारणा, ध्यान અને समाधि પર પણ વિવેચન છે. કદાચ ને સર્વ બ્રહ્મચારિવ્રત ધારણ કરી સંન્યસ્ત ગ્રહે એ મટાડવા માટે તેઓ કથે છે કેઃ–

आत्मसंस्थं मनः कृत्वा न किंचिदपि चिन्तयेत् ।

અને આ સર્વનું પરિણામ એ થાય છે કે જે

सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मानि ।
ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥

તે સમદર્શન સંપાદન કરી શકે છે.

વળી શ્રીકૃષ્ણ અર્જુનને સંબોધે છે કે.—

आत्मोपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ।

सुखं वा यदि वा दुखं स योगो परमो मतः ॥

આ પ્રમાણે ગીતાનો પરમયોગ પરમયોગી શ્રીકૃષ્ણે કથેલો છે.

હવે આપણે પતંજલીયોગ વિચારીશું. સાંખ્યનાં અધિષ્ઠાતા કપિલમુની જ્ઞાનથી વિરમે છે; પરંતુ પતંજલી એપર નવું શાસ્ત્ર રચે છે. પૂર્ણ જ્ઞાન સંપાદન કરવા માટે ' साधन ' ની જરૂર છે અને તેથી પતંજલીયોગ सेश्वर सांख्य કહેવાય છે. તે કહે છે કે

इश्वरः प्रणिधानाद् वा ।

અને યોગની વ્યાખ્યા चित्तवृत्तिनिरोधः આપે છે.

चित्तः—मनस्, बुद्धि અને अहंकार થી બને છે. જ્યારે માનસિક બાહ્યવૃત્તિઓ બંધ થાય છે ત્યારે એ દશા સંપાદન કરી શકાય છે.

तदा द्रष्टुः स्वरूपे ऽवस्थानम् ।

અને આ દશામાં તે દૃષ્ટા–પુરૂષ પોતાનું ખરૂં સ્વરૂપ જોઈ શકે છે.

યોગનાં અંગ આ પ્રમાણે છેઃ--

"यम, नियम, आसन, प्राणायाम, प्रत्याहार, धारणा, ध्यान અને समाधि.

આ બે યોગ જોતાં ગીતાનો યોગ વધારે સુલભ અને સરળ છે અને તે યોગનું આવું અગમ્ય સ્વરૂપ શ્રીકૃષ્ણે અર્જુનને દાખવ્યું છે. માટેજ શ્રીકૃષ્ણ યોગેશ્વર કહેવાયલા છે.

ગીતાનો નૈતિક સિદ્ધાંત આધ્યાત્મિક જ્ઞાન અને સદ્વર્તન છે. આધ્યાત્મિક જ્ઞાનથી ब्रह्मस्थिति, ब्रह्मसंस्था, ब्रह्मभाव. ब्रह्मनिर्वाण મેળવી શકાય છે. ગીતાનાં પ્રણેતા સાંખ્યવાદ મૂકી દે છે અને કર્મસિદ્ધાંત વેદાંતવાદ પર રચે છે.

"The doctrine takes in the Gita the form of trans cendent Brahman untouched by Nature's changes and yet determining them" (સીતાનાથ તત્ત્વભૂષણ).

અને આ કર્મો બ્રહ્માર્પણ કરવાનાં છે. વળી ડાહ્યા પુરૂષોને શ્રીકૃષ્ણ સદ્બોધે છે કે ભલે અજ્ઞાની લોક ગમે તે પ્રકારે કર્મ કરે પરંતુ જો ઉચ્ચ આશય હોય તો અરૂચિકર નથી.

न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसंगिनाम् ।

અને જે કરવું તે ઇશ્વર પ્રીત્યર્થ કરવું.

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत् तपस्यति कौंतेय तत्कुरुष्व मदर्पणम् ॥

અને તેથી कर्मषट्क અધ્યાયોમાં અર્જુનને શ્રીકૃષ્ણ ઉપદેશે છે કે

हतो वा प्राप्स्यति स्वर्गं जित्वा वा भोक्ष्यसे महिम् ।
तस्मादुत्तिष्ठ कौन्तेय युद्धायकृतनिश्चयः ॥

અને છેવટે કહે છે કે

स्वे स्वे कर्मण्यभिज्ञः संसिद्धिं लभते नरः ।

## २. गीताभक्तिवाद अने वैष्णव भक्तिमार्ग—

ગીતાનો ભકિતસિદ્ધાંત भेदाभेदवाद છે. જેટલો વખત અમુક જ્ઞાનિ છે તેટલો વખત તે मायावादी છે અને જેટલો વખત તે જ્ઞાનનો ભોકતા છે તેટલો વખત તે ભકત છે. ગીતાનો ભકિતમાર્ગ ઉપનિષદ્નો સિદ્ધાંત છે. અગમ્ય પરમાત્મા તરફની ભકિત જ્ઞાન, विद्या, योग, दर्शन અને उपासना દ્વારા સધાય છે. આત્માની માફક તેની ઉપાસના થવી જોઇએ.

आत्मानमेव प्रियमुपासीत ।

આજ સત્ય ઉપનિષદ્ પણ શીખવે છે. સાધ્યનો ખરો અર્થ જાણવો એ ભકિતમાં જરૂરનું છે. ગીતાનાં પ્રણેતાને આ સત્ય બરાબર પ્રતીત થયલું છે. અને તેને આ અગમ્ય–અલક્ષ્ય પૂજાનું પાત્ર બને છે. જુઓ છઠ્ઠા અધ્યાયમાં

आत्मसंस्थं मनः कृत्वा न किंचिदपि चिंतयेत् ।

अन्वय प्रणालि (Method of Synthesis) અગીઆરમાં અધ્યાયમાં શીખવેલી છે. અને પૂજકે ઈશ્વરને વિશ્વરૂપ માની પૂજવાના છે. પછી સવાલ ઉદ્‌ભવે છે કે योगवित्तमाः કોણ છે? અને તેથી પ્રત્યુત્તર છે કેઃ—

क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ।
अव्यक्ता हि गति र्दुखं देहवद्भिरवाप्यते ॥

વૈષ્ણુવ સંપ્રદાય પ્રમાણે ભકિત બે પ્રકારની છે. वेदी અને रागानुगा અને આ બીજા પ્રકારનાં પાંચ પ્રકાર છે. शांत, दास्या, सख्या, वात्सल्य અને मधुर. ઉદાહરણો शनक, सनन्द, सनत्कुमार, વિગેરની ભકિત શાંત છે. उद्धव, भीष्म, विदुर અને परीक्षित વિગેરેની ભકિત–दास्या પ્રકારની છે:—

अर्जुन, सुदामा અને सुबल ની ભકિત 'सख्या' પ્રકારની છે. અને नन्द, यशोदा, वसुदेव, देवकी વિગેરેની ભકિત वात्सल्य પ્રકારની છે અને ગોપીકાઓનો કૃષ્ણપ્રતિનો અનુરાગ मधुर છે.

વળી.

' The trinity is not a greater mystery than monotheism of our Rishis which say of God. "

'एको वशी सर्वभूतान्तरात्मा
एकं रुपं बहुधा यः करोति ।
तमात्मस्थं येऽनु पश्यति धीर
स्तेषां सुखं शाश्वतं नेतरेषाम् ॥

## ३ गीता અને वेदांत

ગીતામાં વેદાંતવાદ લક્ષ્યીગોચર થાય છે. વ્યકિત અને સૃષ્ટિ સાથેની બ્રહ્મની એકતા નીચે પ્રમાણે વર્ણવાયલી છે.—

अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थितः ।
अहमादिश्च मध्यश्च भूतानामन्त एव च ॥

ગીતામાં બ્રહ્મ આ ભૌકિતક સૃષ્ટિનાં ઉત્પાદક છે. તે કહે છે કે

'मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥ ૭—૭

विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत् । ૯—૪૨

ગીતામાં બન્ને પ્રકારનાં બ્રહ્મ વર્ણવાયલાં છે सगुण અને निर्गुण. પરંતુ सगुणब्रह्म પર વિશેષ કથન છે. આ પ્રકારનું ज्ञान ૧૦ ૧૧–૧૨ અધ્યાયમાં છે. દસમાં અધ્યાયમાં प्रतिक उपासना પર લક્ષ દોરેલું છે. અગીઆરમો અધ્યાય આધ્યાત્મિક જ્ઞાનનો ભંડાર છે. અને બારમાં અધ્યાયમાં सगुण उपासना કથેલી છે અને આ અધ્યાયમાં ભકિત સમજાવાયલી છે. लक्ष्य અને अलक्ष्य નો ભેદ ૧૫ માં અધ્યાયમાં બતાવેલો છે. શ્રીકૃષ્ણ કહે છે કેઃ—

ममैवांशो जीवलोके जीवभूतः सनातनः ।

मनः षष्ठानीन्द्रियाणि प्रकृतिस्थानि कर्षति ॥

અને મુકિતની સ્થીતિ પણ વર્ણવેલી છે.

न तद्भासयते सूर्यो न शशाङ्को न पावकः ।

यद्गत्वा न निवर्तन्त तद्धाम परमं मम ॥

ગીતાનું ज्ञान लक्ष्य "अभेदः परामात्मनि" છે.

"This is the Hegalian principle of the identity of the contraries, of the unity of differences, which has brought upon itself so much derision from shallow minds in Europe but it would be supported by the help of the Upanishadas and Gita in India."

## ૪ ગીતા અને सांख्य.

ગીતાનો કર્મસિદ્ધાંત સાંખ્ય સિદ્ધાંત છે અને આ સિદ્ધાંત વેદાંતવાદ સાથે મળે છે. ગીતામાં 'માયાવાદ' નથી અને 'પ્રકૃતિ'

ઇશ્વરની એક સત્તા અથવા એક પ્રકાર બને છે. એમ છતાં પ્રકૃતિનાં બંધનપર અણુગમો બતાવાયો છે. કર્મથી થતું બંધન અને કૈવલ્ય માટેનો પ્રયાસ એ બંન્નેની એકતા, પ્રકૃતિથી વ્યતિરિકત રહેવામાં અર્થાત् नैष्ठिककर्म માં કરાયલી છે. આત્માને કર્મ ગુણ દર્શાવતા, પુરૂષ જે સાંખ્ય પ્રમાણે કર્મહીન છે તેનાથી ભિન્ન મત દર્શાવાયલો છે.

प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः ।
अहंकारविमूढात्मा कर्ताहमिति मन्यते ॥

વળી ૧૩ માં અધ્યાયમાં.—

प्रकृत्यैव च कर्माणि क्रियमाणानि सर्वशः ।
यः पश्यति तथात्मानमकर्तारं स पश्यति ॥

દસમાં અને અગીઆરમાં અધ્યાયમાં પણ આજ વાત કહેલી છે. ગીતાએ સાંખ્ય અને વેદાંતની એકતા સાધવા પ્રયાસ કર્યો છે. सगुण અને निर्गुण બ્રહ્મની એકતા બતાવી છે. સાતમાં અધ્યાયમાં આ બેને ઇશ્વરની પ્રકૃતિ કહેલી છે અને એ अपरा અને परा કહેવાય છે અને સાંખ્યવાદ આ પ્રમાણે દર્શાવાય છે.—

भूमिरापोऽनलो वायुः खं मनो बुद्धिरेव च ।
अहंकार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा ॥
अपरेयमितस्त्वन्यां प्रकृतिं विद्धि मे पराम् ।
जीवभूतां महाबाहो ययेदं धार्यते जगत् ॥

૧૩ માં અધ્યાયમાં क्षेत्र અને क्षेत्रज्ञ વિચાર છે અને આ બેનો સંબંધ ૨૬ માં શ્લોકમાં છે.

મુકિતનાં વિષયપર આવતાં ગીતા જેને कैवल्यमुक्तिः, ब्रह्मभाव नैष्काम्य, नैस्त्रैगुण्य વિગેરે કહે છે તે સાંખ્યમતથી જુદીજ છે. ગીતાનો कैवल्यवाद, ब्रह्मभाव છે અને એમાં ભકિત અને કર્મનો સમાવેશ થાય છે. ગીતાનો कैवल्य સાંખ્યનાં 'गुण' વાદથી તદ્દન ભિન્ન છે અને ગીતાનો સાંખ્ય અને વેદાંતની એકતા સાધવાનો પ્રયાસ બરાબર ફળીભૂત થયલો નથી.

આ પ્રમાણે સર્વ ઉપનિષદ્જ્ઞાનનો ભંડાર ગીતા છે અને આ ગીતાનાં પ્રણેતા શ્રીકૃષ્ણ-ઈશ્વરાંશાવતારી છે. સઘળા ગ્રંથોનું તારતમ્ય કર્મદીક્ષામાં સૂચવાયું છે અને ધર્મ તથા નીતિનાં તત્ત્વો સ્થળે સ્થળે ઉભરાય છે. પાશ્ચિમાત્ય લેખકો જેવાકેઃ પ્રો. બાર્થ (Prof. Barth), ડૉ. બારનેટ (Dr.Barnett), પ્રો. મેક્ષમુલર (Prof. Maxmuller), મી. હોપકીન્સ (Hopkins), પ્રો. ગાર્બ (Prof. Garbe) વિગેરે અનેકોએ આ ગ્રંથપર ટીકા કરવા પ્રયત્ન કર્યો છે અને કબુલ કર્યું છે કે 'ગીતા અપૂર્વ ઉપદેશનો ભંડાર છે.' પ્રો. બાર્થ વિવેચે છે કે.—

"In Bhagavadgita, Krishna who is identical with the supreme being himself reveals the mystery of his transcendent nature. The doctrine as, is genrally the case with Vaishnavism, is essentially unitarian, that is to say, Vedantic although extensive use is made in it of the nomenclature and conceptions of the Sankhya. Krishna is the absolute being in human form, immutable and alone. The world and himself in his mortal form are production of his Maya, his deceptive magic; he alone is real, and those who are really conscious of being one with him have peace and safety."

આપણાં ટીકાકારો જેવા કે ડૉ. ભાંડારકર, લો. મા. ટીળક, તેમજ શંકર, રામાનુજ, વલ્લભાચાર્ય તેમજ પંડીત સીતાનાથ તત્ત્વભૂષણ વિગેરે પણ આ ગ્રંથપર વિવેચનદ્વારા પ્રકાશ પાડે છે. એ ઉપરાંત અનેક ટીકાઓ થયલી છે. આ સર્વ કૃષ્ણને મહાન્ યોગી વર્ણવે છે. ભાગવત ગ્રંથમાં કૃષ્ણનું વર્ણન બાળલીલા અને તેનાં અપૂર્વ જીવનચરિતનું છે.

જે બાળકૃષ્ણે વૃન્દાવનમાં અપૂર્વરાસલીલા કરેલી, વાંસળીનાં મધુરરવથી ગોપીકાઓ અને યમુનાનાં નીરોને પ્રેમઘેલાં

કરી સ્થંભાવેલાં, ગોવર્ધન પર્વત તોલી, કંસ છેદન કરી, ભકતો રક્ષેલા તે કૃષ્ણ, સુદામાનાં પરમ મિત્ર અને બલરામનાં ભાઇ, રાધારમણ, અર્જુનનાં ઉપદેષ્ટા બલ્કે સમગ્ર ભારતનાં ઉપદેષ્ટા દેવાંશી વીર પરમયોગી વીરનાં જીવન ચરિત્રમાં કંઈ ઉંડાજ અર્થ છે એમ આપણે જોયું. વસ્ત્રહરણાદિ પ્રસંગોપર કંઈક ટીકા થયલી છે. પરંતુ જ્યારે જીવ પરમાત્મા આગળ આવરણ વિનાનો થઈ शिष्योऽहं साधि मां त्वां प्रपन्नम् । થઈ ઉભો રહે છે અર્થાત્ શરણ થાય છે ત્યારે તે ઇશ્વરનાં દરબારમાં પ્રવેશી શકે છે એ આ પ્રસંગની શીખ છે. "When the soul unclad of wordly garments stands bare face to face, he sees the reality, he becomes one with Him." આ પ્રમાણે કૃષ્ણ ચરિત્ર છે.

ગીતામાં શ્રીકૃષ્ણનું સ્થાન વિશ્વોપદેષ્ટા અને અવતારી પુરૂષ તરીકેનું છે. દયારામનો 'કાલો ઘેલો છન્નૈયો', મીરાંબાઇનો 'ગિરીધર નાગર,' નરસિંહ મહેતાનો 'કાનૈયો કામણગારો' ભકતોનાં એનાં પ્રતિ ઉભરાતાં નિઃસીમ પ્રેમનાં ઉદ્ગારો છે જ્યારે મનુષ્ય-ભક્ત બ્હારનાં આવરણો ભેદીને કૃષ્ણમાં તન્મય થઇ તદ્રૂપ થાય છે ત્યારેજ તે અક્ષય્ય પદ સંપાદન કરી શકે છે અને અર્જુનની માફક, 'હે કૃષ્ણ, હે યાદવ' અને છેવટે 'હે સખા' અને 'તું' શબ્દવડે સંબોધી શકે છે. શ્રીકૃષ્ણનું વિરાટ્ સ્વરૂપ વિશ્વવ્યાપી ચૈતન્ય પ્રગટ કરે છે અને જલ સ્થળ અને આકાશમાં રહેલું એક તત્ત્વ દાખવે છે. 'नहि वाऽऽत्मा सुखेन लभ्यः ।' આત્માનું નિરીક્ષણ સ્હેલું નથી. અનેક પ્રયત્નો કરી, તપ આદરવાથી એ પદ પ્રાપ્ત કરી શકાય છે. 'જ્યારે જ્યારે અધર્મની ચ્હડતી અને ધર્મની પડતી થાય છે ત્યારે ત્યારે સાધુ પુરૂષનું રક્ષણ કરવાને હું અવતાર લઉં છું" એ શ્રીકૃષ્ણે ભકતોને આપેલું અભય વચન છે. સર્વ શાસ્ત્રોનો સાર ગીતા છે. ડૉ. ભાંડારકર એમાં 'એકાંતિક ધર્મ' દાખવેલો જુએ છે. પરંતુ 'स्वधर्मे निधनो श्रेयः परधर्मो तु भयावहः । એ સૂત્રમાં ભગવદ્ ગીતાનો સિદ્ધાંત આવી જાય છે.

શ્રીકૃષ્ણ પાણ્ડવોનાં સગા હતા. અને એઓ વૃષ્ણિકુળમાં જન્મ્યા હતા. પાણ્ડવોની એમણે અથાક સેવા કરી હતી. દ્રૌપદીનાં વસ્ત્ર પૂરેલાં તે શ્રીકૃષ્ણે, સુદામાને ઘેર ઉમંગથી કકડતી ત્હાડમાં લાકડાં ચીરેલાં તે પણ એ કૃષ્ણે અને ભકતોને રમાડેલાં તે પણ શ્રીકૃષ્ણે! શ્રીકૃષ્ણનું પાણ્ડવ સાથનું સગપણ નીચે પ્રમાણે જણાવી શકાય:

ययातिः



મહાભારતનું યુદ્ધ સૃષ્ટિનાં આદ્ય ચક્ર ( Evolution ) નાં બે તત્ત્વોનાં સંઘટ્ટન છે. અર્થાત્ દૈવી અને આસુરી પ્રકૃતિ વચ્ચેનું યુદ્ધ છે. આસુરી પ્રકૃતિપર વિજય મેળવવાનું જ્ઞાન આપનાર, અર્જુનનો મોહ ટાળનાર શ્રીકૃષ્ણ છે. શ્રીકૃષ્ણ આત્માની વિવેક શક્તિ ( Logos ) છે.

"ફ્રેંચ પંડિત કૉંટ 'આધિભૌક્તિક' સિદ્ધાંતદ્વારા દરેક વસ્તુનું સત્ય જુએ છે. અને કોઈ પણ શાસ્ત્રનો અથવા વાતનો વિચાર કરવામાં આજ માર્ગ બીજા કરતાં વધારે ફાયદો કરનારો છે અને શ્રેષ્ઠ છે," એવું એણે ઠરાવેલું છે. કૉંટનાં મત પ્રમાણે સમાજશાસ્ત્રનો અથવા કર્મયોગ શાસ્ત્રનો તાત્વિક વિચાર કરવામાં આજ દૃષ્ટિ સ્વીકારવી જોઈએ. અને તે સ્વીકારીને પ્રથમ ઇતિહાસનું અવલોકન કરી, સર્વ વ્યવહાર શાસ્ત્રનો આ પંડિતે એવો મથિતાર્થ કાઢયો કે, પ્રત્યેક મનુષ્યે સર્વ માનવજાતિ ઉપર પ્રેમ રાખી 'સદૈવ સર્વલોકનાં કલ્યાણ માટે શ્રમ કરવો એજ તેનો જગતમાં પરમ ધર્મ છે.' મિલ, સ્પેન્સર વગેરે અંગ્રેજ પંડિતો આજ મતનાં મહાત્માઓ છે. એમ કહીએ તો ચાલે સામાં પક્ષમાં કૉંટ, હેગલ અને શોપેનહાઉએર વિગેરે જર્મન તત્ત્વજ્ઞાની પુરૂષોએ આ આધિભૌતિક પદ્ધતિ નીતિશાસ્ત્રનાં વિવેચનને માટે પૂરતી નથી એમ ઠરાવી આપણા વેદાંત પ્રમાણે અધ્યાત્મ દૃષ્ટિથી નીતિનું સમર્થન કરવાનો માર્ગ હાલમાં યૂરોપમાં પુનઃ સ્થાપિત કર્યો છે.

"ખૂદ પરમેશ્વર જે પ્રમાણે કર્મ કરે છે તે પ્રમાણે જીવન્મુક્ત પુરૂષોએ પણ નિષ્કામ બુદ્ધિથી લોકસંગ્રહને માટે આમરણાન્ત સર્વ વ્યવહાર કરવો અધિક શ્રેયસ્કર છે, નિષ્કામત્વ અને કર્મનો વિરોધ નથી, એવોજ ગીતાનો સિદ્ધાંત છે."

ગીતા-કર્મયોગશાસ્ત્ર ( ટીળક ).

આ પ્રમાણે હિંદુઓનું આ મહાન્ પુસ્તક અને વિશ્વગીય ગીતા શ્રીકૃષ્ણનાં મધુરનાદ વડે દરેક સહૃદય ભક્ત હૃદયને આનંદ અનુભવાવે છે અને જ્યાં જ્યાં શ્રીકૃષ્ણ અને અર્જુનનો યોગ થાય ત્યાં ત્યાં લક્ષ્મી અને વિજય હંમેશ આગળ આવી ઉભાજ રહે છે એમ મહાભારતનાં મહાન્ પ્રણેતા પરાશર વેદવ્યાસ કથે છે.

# વીર અને વીરપૂજા

## પરીશિષ્ઠ

### વીરોનાં કેટલાંક વચનો.

"જીવનનો હેતુ એજ કે ભલું કરવું" સ્વીડનબર્ગ.

વીરો આગળ ધસો, આપણે પ્રભુની ધજા નીચે છીએ તેથી આપણને વિજય મળવોજ જોઇએ". કોર્ટીઝ.

"મહાપુરૂષો દેશની દોલત છે. દી. બ. અંબાલાલ સાકરલાલ

"સાદું જીવન એટલે જીવનને જરૂરીઆત ચીજોથી નભાવવું તે અને ઉચ્ચાશય એટલે ઉમદા વિચારોથી ઉત્ક્રાંતિ સાધવી તે. આ બે મહાન્ પુરૂષોનાં સ્વાભાવિક લક્ષણો હોય છે."

યા હોમ કરીને પડો ફતેહ છે આગે." કવિ નર્મદ.

યહ કોનસા ઉકદા હે જો વા હો નહિ સક્તા
હિમ્મત કરે ઇન્સાન તો કયા હો નહિ સક્તા ?
કીડા જરા સા ઓર વહ પથ્થરમેં ઘર કરે
ઇન્સાન કયોં ન વહ દિલે દિલબરમેં ઘર કરે ?"

'સંપૂર્ણ જય એકદમજ મળવો અશકય છે. તેઓ કમર બાંધીને લઢયા તેમાંજ તેમનાં ધૈર્ય અને શૌર્યની આપણને પ્રતીતિ થવી જોઇએ' કાર્લાઇલ.

'જે માણસ સંસારની લાલચોમાં રહી પોતાનો વિકાસ કરે છે તે ખરેખરો વીર છે. શ્રી રામકૃષ્ણ.

મહાન્ પુરૂષો સદા ખુલ્લા-સરળ મનના અને શુદ્ધ અંતઃકરણના હોય છે. જે તેમને સત્ય લાગે છે તેનો પક્ષ ગ્રહણ કર્યા વિના તેઓ કહી રહેતા નથી.' કાર્લાઇલ.

'કાર્ય દક્ષતા વિના કંઇ પણ સિદ્ધિ નથી.' સર જોન ગ્રીફીથ.

'વારંવાર વિઘ્નો નડવા છતાં આરંભેલા કાર્યને ઉત્તમ ગુણવાળા મનુષ્યો કદિપણ તજી દેતાં નથી. ભર્તૃહરી.

'આપણે જો આપણા કર્તવ્યને વળગી રહીશું તો આપણા હક અને અધિકાર એની મેળે પાસે આવશે.' સ્વામી રામતીર્થ.

'મહાપુરૂષોના ધૈર્યની પરીક્ષા સંપત્તિમાં નહિ પણ વિપત્તિમાં થાય છે.'

'દફન કરો તો મને પ્રિયાનાં રહેઠાણમાં કરજો કારણ કે બુલબુલની કબર બગીચામાં હોય છે.' એક ફારસી પંક્તિ પરથી,

સત્યમાં સર્વ ધર્મની સીમા છે. સત્ય એ પરમેશ્વર છે સત્ય કરતાં પર એવો કોઈ ધર્મ નથી. એ સત્યનું પાલન બહુ કઠીન છે એમાં શક નથી. મનથી, વચનથીજ સત્ય પળાય તો બીજું કંઇજ ન જોઇએ. તેમાંથી તેને બધું મળી રહેછે. સત્ય હળવો શબ્દ છે, તેનો વ્યવહાર ન કરી શકાય તો માણસ ખાનદાની ખુવે; તેની શાખ જાય. મહાત્મા ગાંધી.

વાચક, તું શિશુ હો, સંસારી હો, સંસારી સાધુ હો કે યોગી હો, પરંતુ એટલું તો સત્ય છે કે 'તારા જીવનમાં કંઇ બીજોજ અર્થ સમાયલો છે; અને જેટલે દરજ્જે તે લક્ષ્ય તું સાધી શકશે તેટલે દરજ્જે તું ઉન્નત થઈ શકશે. યોગી થઇ ઘરમાં બેસી રહે અને જ્ઞાનનો લાભ બીજાને ન આપે તો તે 'કજુંસધન' થયું. સંસારી સાધુ થવા પ્રયત્ન આદરે અને સ્વાર્થ સાથે અહંતા ભેળવે તો તે ઠગારો લેખાશે અને કેવળ સંસારી જીવન તે ફક્ત ભોજનરસાદિ મોજશોખ માટે થયું. એ જીવન અને પશુપક્ષિઓનાં જીવનમાં શો ફેર થયો તે તું જાતેજ કળ. બલ્કે પક્ષિઓનાં જીવનમાં સ્વતંત્રતા, લક્ષ્યીગોચર થશે અને પશુઓમાં આત્મભોગ અને અણજાણથી પરોપકારવૃત્તિ જણાશે. પરંતુ મનુષ્ય જીવનમાં

શો અર્થ છે તે તું પોતેજ વિચાર કર. આટલાપરથી એમ નથી સ્હમજવાનું કે સંસારી જીવન કેવળ તુચ્છ છે. પરંતુ કેવળ સ્વાર્થી જીવન તે જીવનજ ન કહી શકાય. એક ક્ષણ પણ પરમાર્થમાં વપરાય નહિ, એક પાઇ પણ વિશ્વોદ્ધારમાં ખર્ચાય નહિ અને રક્ષણમાટે શરીરની સેવા પણ બીલકુલ ન બજાવાય તો જીંદગીનો અર્થ બીજો શો રહ્યો ? 'હીરો જાણીમેં પરખ્યો ને નીકળ્યો કાચ કથિર' જેવું થયું સ્હમજવું. માટે કળ કે જીવન એટલે પરમાર્થની એક કિંમતી ક્ષણ. આત્મોદ્ધારની એક અમૂલ્ય નિમિષ અને સ્વાતંત્ર્યનો એક અણમોલો પ્રસંગ !

લેખક.



ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ, વડોદરા તથા ભાવનગર રાજ્યમાં ઈનામ તથા લાયબ્રેરી વિગેરે માટે મંજૂર થએલું અને ગુર્જર સાક્ષરો અને વિદ્વાનોમાં એકે અવાજે વખણાયલું આદર્શ સુધારક ગુર્જર સાહિત્યનું ઉમદા પુસ્તક.

( સચિત્ર )

# વીર અને વીરપૂજા.

( કિં. ૨-૮-૦. )

ભારતવીરોનાં આઠ સુંદર ફોટાઓ સહિત.

લેખક:—**મણિશંકર દલપતરામ જોશી**, બી. એ. ( સંસ્કૃત ઓનર્સ ).

[ સાક્ષરશ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, M. A. LL. B. ની ઉપોદ્‌ઘાત સહિત ]

ઉત્કૃષ્ટ વાંચન સાથે ઉત્તમ જ્ઞાન આપનારૂં ચારિત્ર્યાત્મક પુસ્તક જેમાં ભારતીય વીર જેવાકે મહાન્ યોગી શ્રીકૃષ્ણ, અર્જુન, બંગકુસુમ તોરૂદત્ત, વિશ્વકવિ રવિન્દ્રનાથ ટાગોર, ગુર્જર સમર્થ લેખક ગોવર્ધનરામ, મેવાડના વીર પ્રતાપી રાણા પ્રતાપ, મહારાષ્ટ્રનાં રાજનીતિજ્ઞ નાના ફડનવીસ, અખિલ આર્યાવર્ત્તનાં સાંપ્રત કર્મવીર મહાત્મા ગાંધીજી, વિજ્ઞાનશાસ્ત્રી જગદીશચંદ્ર બોઝ તથા લો. મા. ટીળક તેમજ ગુર્જર સાહિત્યનાં અટંક ટેકી સાહિત્ય શાસ્ત્રી પ્રેમાનંદ, નર્મદ, નવલ અને દુનિયાનાં મહાન નરવીરો નેલ્સન, નેપોલીઅન, વોશીંગ્ટન, લ્યુથર, વીકટોરીઆ તથા કર્મસંન્યાસી દયાનંદ, રામતીર્થ, વિવેકાનંદ, રાજા રામમોહનરાય, મહમદ વિગેરેનાં જીવનચરિત્રો, ઉપદેશો, લેખો તથા દેશપ્રીતિનાં મનોરાજ્યો સુમનોહર ભાષામાં તેમનાં જીવનનાં રસમય પ્રસંગો સહિત આલેખાયાં છે. ગુર્જર સાહિત્યમાં આવો ગ્રંથ આ પહેલોજ છે માટે લખો:—

**કર્ત્તાને, નવી અમરવાડી, ખત્તરઆલી,**
**મુંબઇ નં. ૪.**

## અભિપ્રાયો:—

" મહાન્ અંગ્રેજ લેખક કાર્લાઇલનાં સુપ્રસિદ્ધ ગ્રંથ ' વીર અને વીર-પૂજા 'નાં ધોરણપર આ પુસ્તકની સંકલના થએલી છે. મૂળ પુસ્તકનો અનુવાદ નહિ કરતાં, લેખકે બહુ વિચારપૂર્વક, તે પુસ્તકમાં તરી રહેલા વિચાર, ભાવ અને સિદ્ધાંતો ગ્રહણ કરી લઇ, તેની પ્રતિકૃતિ તરીકે પણ સ્વતંત્ર રીતે, ભારતીય વીર નાયકોનાં ચરિત્રો લઈ આ પુસ્તક તૈયાર કર્યું છે અને તે બહુ યોગ્ય થયું છે. અને તે બદલ ગ્રંથકર્તાને ખરેખર અભિનંદન ઘટે છે. આનંદની વાત છે કે તેમાં આધુનિક વીર નાયકોને સ્થાન આપી તે પુસ્તકને ખાસ ઉપયોગી અને આકર્ષક કર્યું છે. રવીન્દ્રનાથ ટાગોર. મહાત્મા ગાંધી, સર જગદીશ, સ્વ. ગોવર્ધનરામ વગેરેનાં ચરિત્રો, તેમના જીવનમાં આદર્શમંત્રો, અને રહસ્ય સમજવા અને જાણવા કયો હિન્દી ઉત્સુક ન બને ? તે એક ઉપયોગી પ્રસિદ્ધિ છે. અને ખાસ કરીને વિદ્યાર્થી ભાઇઓએ તો તેનો લક્ષપૂર્વક અભ્યાસ કરવો જોઇએ, અને તેમનાં જીવનસૂત્રો પોતાનાં જીવનમાં ઉતારવા તજવીજ કરવી જોઇએ. ત્યારેજ લેખક પોતાનો પરિશ્રમ સફળ થયેલો માનશે. "

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તરફથી
( બુદ્ધિપ્રકાશ, જાનેવારી ૧૯૨૧. )

"x x x It is a laudable effort on the part of this young writer to produce something for Gujrat on the lines of that famous book ( Carlyle's Heroes and Heroworship ) x x The treatment of the subject is original, and is based on a serious study of materials. The enthusiasm which the writer has thrown into his work certainly deserves appreciation and encouragement."

*Modern Review. March 1921.*

× × × × ગુજરાતીઓમાંથી, પ્રેમાનંદ, નર્મદ, ગોવર્ધનરામ, ગાંધી ને શ્રીકૃષ્ણ આપણું ખાસ ધ્યાન ખેંચે છે. × × × × લેખકે વીર પુરૂષોને યોગ્ય **વીર શૈલી** વાપરી છે એ સંતોષની વાત છે.

**સાહિત્ય**, ફેબ્રુઆરી ૧૯૨૧.

× × × × પોતાનાં સાધન એકઠાં કરવામાં લેખકે જે શ્રમ લીધો છે તે તેમની વીરભક્તિ દાખવે છે. પોતાના વિષય માટે તેમણે વાંચ્યું છે ઘણું તે સ્પષ્ટ છે. જે રૂપમાં પુસ્તક આપણી સમક્ષ રજુ થયું છે ત રૂપમાં તે નવીન વિદ્યાર્થીઓને કેટલીક જાણવાજોગ માહિતી આપી શકશે અને આ વીરપુરૂષોનો વધારે અભ્યાસ કરવા તરફ પ્રેરી શકશે. × × × ×

**હિંદુસ્તાન** તા. ૧૬ એપ્રીલ ૧૯૨૧.

" × × × × The book as it is may with advantage be sanctioned for School & College Libraries. I wish you every success in your present enterprize. "

**Sd/. B. H. Buch, B. A.**

Principal, Vanita Vishram Training College for Women. Bombay.

× × × × ભરતખંડનાં વીરોની ગણનામાંથી ગરીબડા ગુજરાતને ભૂલી જવામાં આવ્યું નથી. અને ગુજરાતના જે પુરૂષો, પુસ્તકકારના અભિપ્રાય પ્રમાણે વીરપુરૂષોની પંક્તિમાં મૂકી શકાયા તેમના ચારિત્ર્યનો યથાશક્તિ મુસદ્દો તેમણે રજૂ કર્યો છે. આવા ધોરણપર નરવીરોનાં જીવન ચરિત્રો ચર્ચી તેની સમાલોચના કરવી એ આપણા સાહિત્યની એક અગત્યની ખોટ પૂરી પાડે છે, અને તેથી એ માર્ગમાં દાખલ થવાના એક પહેલા પ્રયત્ન તરીકે આ લેખ વાચકને સ્તુતિપાત્ર લાગશેજ એમાં સંદેહ નથી.

**સહી. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.**

ચીફ જસ્ટીશ, સ્મૉલકૉઝ કોર્ટ, મુંબઇ.

"× × × ×તમારી શૈલી આકર્ષક છે; આદર્શ બોધપ્રદ છે; અને તમારા ભવિષ્યના લેખ બહુ સારા નીવડશે એવી પ્રસ્તુત પુસ્તક આશા આપે છે."

**સહી. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, બી. એ.**
(ગુજરાતી ભાષાના પ્રોફેસર—અમદાવાદ.)

"રા. મણિશંકરનું આ પુસ્તક ગુજરાતી ભાષામાં કંઇક નવી લીટી દોરે છે. ચારિત્ર્યવાન અને સદ્‍ગુણી દેશજનો અને ઇતર મહાપુરૂષો અને સ્રીઓનાં જીવનની ચિત્રરેખાઓથી અંકિત પુસ્તકો આપણે ત્યાં ઘણાંયે છે પણ એ પુસ્તકોમાં મ્હોટે ભાગે ત્હેમનાં જીવનનાંજ પ્રસંગો દોરાયલા હોય છે. રા મણિશંકરના આ પુસ્તકમાંયે એવું તો છેજ, પણ અંગ્રેજી સાહિત્યમાં વિશિષ્ટ ગણાતા અંગ્રેજી પુસ્તક 'હીરોઝ અને હીરોવર્શીપ'—'વીર અને વીરપૂજા'નું આ એક આછું પણ સારૂં અનુકરણ છે. ગુજરાતના ચીરસ્મરણીય વિચારક સ્વ. ગોવર્ધનરામ, સમગ્ર ભારતવર્ષના વર્તમાન કવિવર રવિન્દ્રનાથ ટાગોર, જગદુદ્ધારક કર્મવીર આપણા પ્રાતઃસ્મરણીય ગાંધીજી, ક્ષાત્રકુલાવતંસ પ્રતાપી રાણા પ્રતાપસીંહ, મહારાષ્ટ્રીય ઇતિહાસના નરરત્ન નાના ફડનવીસ અને શ્રીકૃષ્ણ પરમાત્મા આદિનાં જીવનપ્રબન્ધો અને ચારિત્ર્યોનાં અન્વેષણ આ પુસ્તકમાં કરાયાં છે. ઉપરાંત સર જગદીશચન્દ્ર ને સ્વ. લોકમાન્ય ટીલક વિગેરેના પણ ઉલ્લેખો છે. હિંદુસ્તાનના વર્તમાન ઇતિહાસમાં આ વ્યક્તિઓ અમરપંક્તિથી કોતરાઇ રહી છે અને આપણાં સંક્રાન્તિ કાલમાં આ મહાજનોનાં ચારિત્ર્યો અને જીવનક્રમો આપણને અનેક રીતે સબલતાથી કર્મપ્રેરક બની રહ્યાં છે. રા. મણિશંકરે એમનાં જીવનો યથાશક્તિ સ્પષ્ટરીતે ચર્ચ્યાં છે અને આપણને વિચાર કરવાને એ સારો ખોરાક આપે છે. રા. મણિશંકર ખરૂંજ કહે છે કે, "વીર અને વીરપૂજા" નાં વાંચનની સાર્થકતા ત્યારેજ થઇ સમજવી કે જ્યારે જીવન વીરપંક્તિમાં મૂકી શકાય, વહેમ નષ્ટ થાય, અને 'આનન્દ અને ઓજસ્' પ્રગટે. ભારતવર્ષ ત્યારેજ ઓપશે કે જ્યારે ઉપર પ્રમાણેના વીરો 'આનન્દ અને ઉત્સાહ' સાથે કેસરીયાં કરી પોતાના ઉજ્વળ ચરિત્રોથી તે દીપાવશે. આમ આ પુસ્તક સાહિત્યના વિલાસીજનોને વાંચવા જેવું અને મનન કરવા જેવું છે."

**સમાલોચક, ઑગસ્ટ ૧૯૨૧.**

## મણિશંકર દલપતરામ જોશીનાં બનાવેલાં પુસ્તકો.



૧ વીર અને વીરપૂજા [ ભારત નરવીરોનાં આઠ સુંદર ફોટાઓથી વિભુષિત સાક્ષરશ્રી કૃષ્ણલાલ ઝવેરીની ઉપોદ્ઘાત સહિત. ગુજરાતમાં એકે અવાજે વખણાયલું વિધ વિધ ચારિત્ર્ય ચર્ચતું સાહિત્યનું ઉમદા પુસ્તક. કીં. રૂ. ૨–૮–૦ પાકું સુશોભિત પુઠું. ]

### [ ચારિત્રમાળા. ]

૧ બંગીય કવિ ( બંગકુસુમ તોરૂ અને ટાગોર ) કિં. ૦–૬–૦

૨ ગુર્જર સાક્ષરશ્રી ગોવર્ધનરામ અને ત્હેમની સાહિત્યસેવા કિં. ૦–૮–૦

૩ શ્રી આદ્ય શંકરાચાર્ય જીવનસાર કિં. ૦–૬–૦

૪ શ્રીકૃષ્ણ–અર્જુન ગીતોપદેશ કિં. ૦–૪–૦

મળવાનાં ઠેકાણાં—

મુંબઈ, સુરત તથા અમદાવાદના પ્રખ્યાત બુકસેલરો, અગર કર્ત્તા પાસેથી, નવી અમરવાડી, ખત્તર આળી

મુંબઈ નં. ૪.